;, તેણી આગલ ચાલતી અને હું તેણીની
ાડે મારી ઘણીક બાંડી તથા ગોલાઓ
ો એ અવસરને માટે સર્વ એસકી બનયાં હ-
તેઓ સાથે ચાલતી થઈ. અમો એક મોહટા
લામાં એક ગંજાવર દરવાજા આગલ, જયાં એક
.નસ બરતું હતું, ત્યાં જઈ ઉભાં, અને જયાં ર-
ાતા તરતજ સાફ કરી પાંણી સીપેલા હતાં; ફાં-



એક ખુબસુરત જુવાન નાજનીને મને આવકાર દીધો (સફે ૧૮૮.)

નસની રોશનીથી મે દરવાજાને મથાલે સુનામા
કોતરેલી નીચલી લીતી વાંચી: "હંમેસની મોજ
અને ખુશીનું આએ મકાનછે." તે પુથી ઓરતે
બારનું ઠોકવાથી તે ઉગાડવામાં આવ્યું.

મને ચોકના નીચલા ખંદમાં લેઈ જવામાં
આવી, જયાંના એક મોહટા દીવાનખાનામાં, એક
બહુજ ખુબસુરત જુવાન નાજનીને મને આવકાર
દીધો. તેનીએ મારી આગ.. આવી મને કોટી
કરી એક ગાડી ઉપર સાથે બેસાડી કે જેની
ઉપર ઘણા કીમતી લાકડાંનું હીરા જડેલું એક
તખત ગોથવેલું હતું હતું. તેની બોલી, "બાનું,
તમોને અતરે લગનમાં સામેલ થવાને મસે લા-
વ્યાં છઇએ, પણ હું આશા રાખુંછું કે તમે જે
કીરયા જોવા ધારી હતી તેથી ઉલતીજ થસે.
મારો એક ભઇછે, જે દુનયામાં સઉથી ખુબસુરત
ગનાયછે· તે તમારી ખુબસુરતીની તારીફ સાં-
ભરી તમારા પ્યારમાં એટલો તો પડ્યોછે કે,
તેનું નસીબ તમારા આધાર ઉપરછે, અને તમો
ચાહો તો તેને બહુ સુખી કરો યા દુ:ખના ગા-
રમાં દુબાડો એમછે. તમારી પડવીથી તે વા-
કેફછે અને હું તમોને ખાતરીથી કહુંછું કે તે
પોતે પણ તમારી સાથે જોડાવાને થોડી લાયકાત
ધરાવતો નથી."

દાલત મલી, જે એખલી ૯૦,૦૦૦ સીકવીનસની હતી. આએ પૈસાનું વ્યાજ મને સારી હાલતે રાખવાને બસ હતું. મારા સૌકના છ માસ ગુજરવા બાદ એ મારે માટે દશ જુદા જુદા પોશાકો સીવારયા, જે એટલાતો કીમતી હતા કે તે દરેક પાછલ મને એક એક હજાર સીકવીનસ બેઠા; અને વરશ પુરૂ થતાં એ તે પેહડવા માંડયા.

એક દીવસ હું એખલી મારા ઘરખતલાના કામમાં હતી ત્યારે મને જનાવવામાં આવ્યું કે એક ઓરત મને મલવા માગતી હતી. મે તેની ને મારી આગલ બોલાવવાનો હોકમ કીધો. તેણી એક ઓહટી ઉમરની સ્ત્રી હતી. તેની જમીન ઉપર સર નમાવી મને સલાંમ કરી ગુથન મંડયે બેસી બોલી, "પ્યારાં ખાનું, હું જે છુતાપણું લેઊંછું તેને માટે તમોથી માંફી ચાહુંછું; તમારી સખાવત વીશે જે મને ઊંચું મતછે તેથી મને આટલી હીમત આવીછે. મને તમો નામવરને જનાવવું જોઇએ કે મારે પેટે એક નાહાની છોકરીછે, જેનીના આજ રોજે લગનછે; તેણી અને હું બને પરદેશી છઇએ, અને આએ સેહરમાં અમોને કોઇસે ઓલખ નથી; જેથી હું બહું ગુચવાડામાં આવી પડીછું, કારણ અમારી મરજી છે કે અમો કાંઇ ઓલખાન વગરના અને વગર આબરૂના આદમી નથી એવુ સાંભેવાલા, જેઓનો થાથમાથ ઘણોછે, તેઓને દેખાડવું; તેટલાં માટે ખુબસુરત નાજનીન, જો તમો મારે ત્યાં લગનમાં ભાગ લેવાની મેહર કરો તો, અમારા ઉપરનો તમારો આભાર અગનીત થયલો સમજુસ, કારણ જ્યારે તમારા મુલકની ઓરતો તમો નામવર જેવી ખાનુંને અમારી સાથે દેખશે ત્યારે, અમો કોઈ રજડતાં અને બીન ઓલખાનના આદમી છેઇએ એવું નહી સમજસે. પણ, અફસોસ! નેકબખત ખાનું જો તમો આએ મારી અરજ નામંજુર રા તો અમોને બહુ બેજાલત પોહોંચસે, અને બ કોઇને એવી અરજ કરવાની અમોને હીમત નહી."

આએ ગરીબ ઓરત, જે રડતી રડતી લતી હતી, તેને સાંભરી મને તેની ઉપર દય આવી. મેં કહ્યું, "નેક ઓરત, તું દલગીર ન થા; હું તારી માંગની કબુલ કરૂંછું. કયાં જવાનું છે તે મને જનાવ અને હું કપડાં પેહડી તરત ત્યાં તારી પાછલ આવીશ." તેની એટલી તો ખુશી થઈ ગઈ કે તેનીને હું અતકાંઊ તે આગમજ મારા પગ ઉપર તેનીએ બોસો લીધો. "દયાલુ ખાનું," તેનીએ ઉઠી કહ્યું, "તમો નામવરે તમારી ચાકરડી ઉ જે મેહરબાની કરીછે તેનો બદલો ખોદા વાલી આપસે, અને મારૂં જીગર જેવું તમોએ ખુશાલ કર્યું ... જયાદા તે તમારૂં કરસે. તમોને તસદી આપવાને હજુ બહુ વખતછે; હું તમોને સાંજના બોલાવા આઊં ત્યારે મારી સાથે પધારસો તો બસ થસે; તેતલાં માટે ત્યાં સુધી સાહેબ મેહરબાન."

જેવી તેની ગઈ કે મે મારા સઉથી સરસ કપડા, ગલાંમાં મોટીનો એક મોહટો હાર, હાથે બાંગરી, કાંનમાં એરીંગ તથા આંગલે સઉથી સરસ હીરાની વીટી પેહરી; કારણ હું શું કામ જતી હતી તેનો મારાં મનમાં આગમજથી જરા શક પેદા થયો.

રાત પડતાં તે બુધી મને બહુજ ખુશી ભરયાં મોહે તેદવા આવી. તેણીએ મારા હાથ ઉપર બોસા લઇ કહ્યું, "મારી પ્યારી ખાનું, મારા જમઇના સગાં, કે જેઓ આએ શેહરની આબરૂવાલી ઓરતો છે, તેઓ એકથી થઇછે; તમોને જ્યારે ગમે ત્યારે ચાલો હું તમોને લઈ જવાને તૈયાર ઉભીછું." અમોએ તરતજ આલવા

[જ]ારે જાનવાનો તમો નામવરની ખાહેસ હોયતો . સઘલી મારી બેહન અમીનીની વાર્તાપરથી [મ]ાલમ પડશે.*

ખલીફ, બહુ અજાએબી સાથે ઝોબીડીની વાત સાંભલવા પછે, વઝીરને હોકમ કર્યો કે અમીનીને પુછે કે તેણીની છાતી ખરી સડથી ભરાવાનું કારણ શું હતું.

* બુઢો માણસ અને બે કુતરાની આગલ આવી ગયલી વાર્તાને ઝોબીડીની વાર્તા ઘણે દરજજે મલતી આવેલી વાંચનારને માલમ પડશે.

**સોહરા** [સ]ાહેબ, વખત થઈ ગયોછે ને તમો વધુ મારેથી ખોતી થઈ શકે નહી.

સેહરીઆરે જોયું કે સેહરાઝાડી જે કેહનાર હતી તે પરથી વાર્તાનો બાકીનો ભાગ સમજ પડશે, તેથી પોતે મનસે બોલ્યો, "મને એ વાત પુરેપુરી સાંભરવીતો જોઇએજ;" એમ વીચારી પોતે ઉઠ્યો અને સેહરાઝાડીને એક દીવસ વધુ જીવવા દેવાનો ઠેડાવ કર્યો.




દીનારઝાડીને તો અમીનીની વાર્તા સાંભરવાને અતપત થઈ રેહી હતી તેથી તેણીએ સુલતાનાંને બહું જલડી ઉથાડી કહ્યું, "મેહરબાની કરી અમીનીની છાતી ઉપર સડ કાંય પડ્યા હતા, તે, પ્યારાં બેહન, કહી સંભલાવો."

**સુલતાનાં**—વારૂં ત્યારે વગર વખત ખોવે હું તમોને જનાઉછું કે અમીનીએ ખલીફને પોતાની વાર્તા નીચે મુજબ કહી:—



# અમીનીની વાર્તા.

ધરમ ઉપર ચુસ્ત રેહનારાઓની પરવસી કરનાર નામવર સાહ, તેની બોલી, તમો નામવરને જે મારી બેહને કહ્યું તે ફરી કહી કંતાલો ઉપજાવા વગર મને તમુને જનાવવાનું છે કે મારી માટાએ પોતાની એખલી જીંદગી ગુજારવા માટે રેહવાને જુદું ઘર લેવા પછે, જે મારા બાપનો વારસો હતો તે આપી મારાં આએ સેહરના એક મોહોટી મીલકત ધરાવનારા ગ્રહસ્થ સાથે લગન કરી આપ્યાં.

મને પરનયાને એક વરશ ન ગુજરયું તેટલાં મારો ખાવીંદ મરન પાંમવાથી મને તેની સઘલી

ખથી અથવા કાંઈક ... પગને જમીન લાગી. હું એક કાળા ... તરફ ગઈ; કે જે અંધારામાં જેતલુ મને દીસ્તું હતું તેતલાં પરથી ધરતી હોય તેમ માલમ પડતી. દીવસના મને માલમ પડ્યું કે તે બલસોરાથી આસરે વીશ માઇલને છેતે આવેલો વેરાન કીનારો હતો. મે મારા કપડાં તડકાંમાં સુકવ્યાં; અને ફરતાં ફરતાં મને જાત જાતનો મેવો તથા મીથું પાણી મલ્યું જેથી મને જીવવાની આશા આવી.

હું હજુતો એક છાયાં વાળી જગ્યામાં જઈ વાસો કરૂંછું તેતલાં એક મોહોટો પાંખવાળો સરપ, ...ગડા મારતો તથા પોતાની જીભ બાહેર કાહા- ... મારી તરફ આવતો જનાયો, જેપરથી મે ધારયું કે તેને કાંઈ ઇજા થઈ હશે. હું તરતજ ...ી અને જોયું તો તેની પછવાડેથી એક બીજા પ...રે મોહોટા સરપે પુછડી પકડી હતી અને તેને ગળી જવા તે ચાહતો હતો. પેહલાંની ખરાબ હાલત જોઈ મને દયા આવી અને નાહસી જવાને બદલે મે હીમતથી પાસેથી એક પથર ઊંચકયો અને મારા સઘલા જોરથી પેલા બીજા સરપ પેર ફેંકયો જે તેના માથામાં વાગવાથી તરત મરણ પામ્યો. પેહલા સરપને છુતાપણું મલવાથી તરત ઉડી ગયો.

મે તેના પછવાડે તે મારી નજરથી ગેપ થયો ત્યાંસુધી જોયા કર્યું. પછે પાછી છાયડા તરે જઇ હું સુતી અને તરત ઊંગઇ ગઈ.

હું ઉઠી ત્યારે ઘાણી અજાએબી સાથે જોઊંછું તો મારી પાસે એક કાળી ચાંમડીની પણ સારા ઘટમની ઓરત હાથમાં બે સાથે બાંધેલી કાળી કુતરી લેઈ ઉભી હતી. હું ઉઠી બેથી થઈ અને તેની કોણ હતી તે જાનવા માંગ્યું. તેણી બોલી "જે સરપને તેના દુશમનથી મારથી જતો તમે બચાવ્યો તે હું છું. તમારી બેહદ મેહરબાનીનો પાડ, મે જે કર્યુંછે તેથી વધારે સારી ર વાલવાનો મને બીજુ કાંઈ જનાતું નથી. તરી બેહનાએ તમોને કરેલો દગો મને સારી રસ ખબર હતો તેથી તેનું વેર લેવાને, જેવી હું છુતી થઈ કે, મારા જેવી બીજી પરીઓને એકથી કરી; અને તમારી બગદાદની વખારોમાં તમારા વાહાણમાં ભરેલો સઘલો માલ લેઈ જઈ નાખ્યો અને વાહાણને પછી ડુબારી નાખ્યું.

આએ બે કાળી કુતરીઓ તમારી બેહનોછે કે જેઓને એ અવતારમા મે બદલીછે. પણ એ શીક્ષા એઓને માટે પુરતી નથી; મારી મરજી છેકે તમોને હું કેહુંછું તે પરમાને તમો એઓને રાખસો."

એટલું બોલી રહી તેણીએ પોતાની એક બગલમાં મને, અને બીજીમાં બને કુતરીને ધરી અને મારાં બગદાદનાં ઘરમાં લેઈ જઈ ...ાં જ્યાં મારી વખારોંમાં જે સંધી દોલત હું વાહાણમાં ભરી લાવેલી હતી તે જનાવા લાગી. મને છોડી જવા આગમજ તે ઓરત મને બને કુતરી સવાધીન કરી અને બોલી, "જો તમોને એઓની માફક કુતરી થવા નહી ગમતું હોયતો, દરયા ઉપર જે હાકમી કરેછે તેના નામથી હું તમોને હોકમ કરૂંછું કે તમારી એ બને બેહનોને દર રાતના, એનીઓએ તમોને તથા તમારા સાહાઝાડાને જે દુઃખ દીધુછે તેની સજા તરીકે સો ફતકા મારવાને ભુલતા નાં." મને તેણીનો હોકમ કબુલ કરવાની ફરજ પડી. તે દીવસથી હું એમને દર રાતે માર મારૂંછું; અને તેને માટે મને બહું ખેદ થાયછે તે તમો નામવરે આંખે જોયુછે. જે હું રૂદન કરૂંછું તેપરથી એ કામ બજાવાને મને કેટલું દુઃખ થાયછે તે જનેઈ આવેછે, અને એ મારાં કાંમને માટે તમો નામદાર જોસો તો હું થપકા કરતાં શાને વધારે લાયકછું. મારે લગતું કાંઈપણ

હતી કે હું બેસુધ થઈ પડી, અને ા બધો વખત એજ હાલતમા રહી કે તે અ- માં તે વેપારી નાહસી ગયો. મે હુસ્યાર ર જોયુંતો મારો ગાલ બધો લોહીથી ભરઈ ા હતો.

એટલું બોલતા દીવસ રોશન થયલો જોઈ શેહરાઝાડી ચુપ રહી ગઈ. સુલતાનને એ વા- તથી મોજ ઉપજતી હતી તેથી પુરેપુરી બીજે રોજે સાંભરવાના ઇરાદાથી તે ઉઠી ચાલતો થયો.




બીજે રોજે રાત પુરી થવા આગમજ દીના- ઝાડી ઉઠી અને સુલતાંનાંને હાંક મારી બોલી, "પ્યારાં બેહન, અમીનીની વાર્તા પુરી કરો." સેહરાઝાડીએ જવાબ દીધો, "તેણીએ વાર્તા આએ પરમાને આગલ કહી સંભલાવી :—"

પેલી મારી સાથે આવેલી બુઢી ઓરત ઘણી ગભરઈ જવાથી મને ધીરજ આપવાની તજવીજ કરવા લાગી. તેણી બોલી, "મારાં પ્યારા બાનું, હું તમોથી માફી ચાહુંછું, કારણ આએ બનાવ મારી બેવકુફીથી બનયોછે. એ વેપારી પાસે હું તમોને લેઈ આવી તેનુ કારણ એકે એ મારાં ગાં મનો રેહવાસીછે. મે સ્વપનામાં પણ વીચારયું ન હતું કે તે આવું નીચ કરમ કરવાને હીમત કરસે. પણ તમો હીમત ધરો અને ચાલો આપણે જ- લદી ઘેર જઇએ. હું એ ઉપર એક જાતનો મલમ લગાડીસ જેથી એ ઘા એવોતો રૂજઈ જસે કે ત્રાણ દીવસમાં એની જરાએ નીસાન રેહસે નહી." મારાં બેસુધ થવાથી હું એટલી નબલી થઇ ગઇ હતી કે ચાલવાની મારાંમાં મુતલગ સકતી રહી હતી નહી, પણ જેમ તેમ કરી અંતે હું ઘર પોંહોંતી અને પાછી બેસુધ થઈ ગઈ. તે અ- વસરમાં તે બુઢી ઓરતે પોતાનો ઇલાજ કરી લીધો; હું પાછી સુધીમાં આવી અને સુવા ગઈ.

મારો ખાવીંદ રાતના આયો અને મારૂં માં- થું બાંધેલું જોઈ કારણ પુછવા લાગો. મે કહ્યુ કે મારૂં માંથું દુખતું હતું, અને વીચાર કીધોકે તેથી તે વધુ પુછસે નહીં; પણ તેને મીનબતી લેઈ તપાસ કરી અને મારા ગાલ ઉપરનો ઘા જોયો. તેને પુછ્યું, "આએ ઘા સાથી પડયો." જોકે મે કાંઈ ઘણું ઘાતકી કાંમ કર્યું ન હતું તોપણ સાચું કેહવાની મારી છાતી ચાલી નહી. વળી તે ઉપરાંત મારા ખાવીંદ આગલ ખરી વાત કેહવાને મને સરમ પેડા થઈ. તેતલા માટે મે કહ્યું, "તમારી રજાથી હું કપડ વેચાતું લેવા ગઈ, ત્યારે એક હેલકરી લાકડાંનો ભારો લેઇ જતો હતો અને તે ગલી ઘણીજ સાંકરી હોવાને લીધે તેના મારી નજદીકથી જવાથી મારા ગાલને એક લાકડીનો ગસેરો લાગો; પણ તેથી કાંઈ ઘણું નુકસાન થયુ નથી." એ સાંભરી મારો વર બહુજ જોસામાં આવી ગયો, અને તેને કસમ લીધા કે તે હેલકરીને સજા કરયાં વગર તે રેહનાર નથી. તે બોલ્યો, "કાલે હું ફોજદારને હોકમ કરી બધા હેલકરીઓને ગ- રદન મરાવીસ." એટલા બધા નીરઅપરાધીઓ

મારા આગલા વરના મરન પછે મેં, પાછા પરનવાનો વીચાર છોડી દીધો હતો, પણ આવી એક ખુબસુરત છોડીના કાલાવાલા મારેથી રદ કરી શકાયા નહી. શરમઇ જઈ મુગી બેસવાથી મારો વીચાર પામી જઈ તે અબલાએ તાલી પાડી અને તરતજ પાસેના ઓરડાનું બારનુ ઊંગડયું અને એક દમામવાલો જુવાન મરદ ભપકા સાથે અંદર દાખલ થયો; જેને જોઇ એવા એકને હાથ કરવાથી હું બહુ મગન થઈ. તે મારી પાસે બેઠો અને વાતચીત પરથી મને માલમ પડયું કે તેની બેહન કેહતી હતી તેના કરતાં તે વધારે તારીફને લાયક હતો.

જયારે તેણીએ જોયું કે અમો એક બીજાંથી રાજી હતાં ત્યારે તેનીએ ફરીથી તાલી વજાડી, અને એક કાજીએ આવી અમારા લગનના કોલ લખી તે ઉપર સહી કરી અને પોતા સાથે લાવેલા ચાર સખસો પાસે સાખ કરાવી.* મારા નવા ખાવીંદે જે મારી પાસે એકજ કબુલાત લીધી તે એ હતી કે મારે તેના સીવાએ કોઈ બીજા મરદને જોવો નહી, અથવા સાથે વાત વતીક કરવી નહી, અને તેને મને વચન આપ્યો કે જો હું તેના આએ હોકમને તાયબે રહીસતો મને કસી બાબદની ફરયાદ કરવાને તે કારન આપસે નહી. એવી રીતે અમારાં લગન થયાં.

મારા લગનને એક માસ ગુજરવા બાદ, મને કાંઇક કપરાંની ગરજ હોવાથી મે મારા ખાવીંદની રજા માગી કે તે જઇને વેચાતું લેઇ આઊં જે તેને ખુસી સાથે મને આપી. મારી સાથે તેથી પેલી આગલ જનાવેલી બુધી ઓરત અને બે ગોલામડીને લઈ હું બાહાર ગઈ.

વ્યાપારીઓના મોહલામા જઈ પોંહોંચતાંજ પેલી બુધી બોલી, "પ્યારા બાઈ, તમોને મી કપડું જોઇએછે તેથી મારી ઓલખન જુવાન વેપારી પાસે તમોને મને લેઈ જ... તેની પાસે ઘણી તરેહછે જેથી તમોને દુકાને દુકાન રખડવું પડશે નહી. હું તમોને ખાત રીથી કહુંછું કે બીજું કેથે નહી મલશે તેવું કપડું તે આપી શકશે." મારી ખાતરી થવા એક ખુબસુરત જુવાનની દુકાંનમાં અમો દાખલ થયાં. મે બેસી પેલી બુધીને કહ્યું કે તેને કેહેકે તેની પાસે ઉનચાંમાં ઉનચું જે કપડ હોય તે દેખાડે. તેણીએ મને પોતાનેજ તેની પાશે માંગવા કહ્યું, પણ મે કહ્યું કે મારાં લગન થતી વખતની મારા ખાવીંદ સાથની એ એક ચોકસ બોલી હતી કે, "તેના સીવાએ બીજા કોઇ મરદ સાથે વાત કરવી નહી."

તે વેપારીએ મને કેટલીક જાતના જેજા દેખાડયા જેમાનો એક મને પસંદ પડવાથી મે તે બુધીને તેની કીમત પુછવા કહ્યું. તેને તે બુધીને જવાબ દીધો, "એના મને પૈસા જોઇતા નથી, પણ જો એ બાઇ એનીના ગાલ ઉપર મને એક ચુમી લેવા દએતો હું એ એનીને મફત આપી દઇસ." મે તે ઓરતને કહ્યું કે તેને કહેકે એ તેની માંગની બહુ બેઅદબી ભરેલી હતી. મારો હોકમ બજાવાની વીતી તેનીએ મને કહ્યું, "વેપારી જે માંગેછે તેમાં કાંઈ હરખત નથી. તમોને બોલવાની કાંઈ ગરજ નથી, માતર તમારો ગાલજ એની આગલ ધરો." તે કપડાંથી હું એટલી બધી ખુસી થઈ હતી કે મે બેવકુફ જેવીએ તેનું કહ્યું કબુલ કર્યું. તે બુધી ઓરત અને મારી ગોલાંમડીઓ આડી ઉભી કે કોઇ જોય નહી અને મે મારો બુરખો ઉચકયો; પણ ચુમી લેવાને બદલે તે વેપારીએ મને ગાલ ઉપર એવીતો કરડી કે તરતજ લોહી વેહવા લાગું.

એનાથી ઉપજેલું દુખ અને અજાએબી એ-

---

* મુસલમીન ધર્મમાં એ એક સાદી બંધાનની કીરયા હોવાથી લગનનો ગાંઠ બાંધવાને ધરમનો ઉપાધ્યોજ હોવો જોઇએ એવી અગત નથી.

બચારા મારયા જસે એવી મને ધાસ્તી લાગવાથી હું બોલી, "મેહરબાન ખાવીંદ, એટલો બધો ગેર ઇનસાફ થયલો જોવાથી મને બહુ ખેદ ઉતપન થસે. મેહરબાની કરી એવું કાંઈ કરતાના નહીતરકે એ બધો ગુનાહ મારે સર ચોંતસે." તે બોલ્યો, "ત્યારે સાચું બોલો, એ ઘા તમને કેમ થયો ?" મે જવાબ દીધો, "એ એક સાવરની વેચનારની ભુલથી થયો, જે મારી પછવાડેથી આવતો હતો. તે સાવરની વેચનારની નજર બીજી ગમ હતી તેટલાં તેનાં ઘધેડાંનો, કે જે પર સાવરની લાધેલી હતી, તેનો ધકો લાગવાથી હું પડી ગઈ અને ભોયપર કાચ પડેલા હતા તે મારા ગાલમાં ખુંચી ગયા." મારા વરે કહ્યું, "એમ છે ? ત્યારે કાલે સવારે, સુરજ ઉગવા આગમજ, મોહટા વઝીર ગાઆફરને એ બાબદ જનાવામાં આવસે અને તે સઘલા સાવરની વેચનારાઓને મારી નખાવસે." મે કહ્યું, "ખોદાને ખાતર, સાહેબ એવું કાંઈ કરતા ના, કારણ તેઓ નીરઅપરાધીછે." તેને પુછ્યું, "અએ ઓરત હું એપરથી શું ખરૂ માનું ? જલદી બોલ કારણ મે સાચી વાત તારેજ મોહડે જાનવાનો થરાવ કર્યોછે." મે જવાબ દીધો, "સાહેબ, ચાલતાં ચાલતાં મને ફેર આવવાથી હું પડી ગઈ; જેથી એ સઘલો બનાવ બન્યોછે."

આએ છેલા મારા શબ્દો સાંભરી મારા વરનો મીજાસ જતો રહ્યો. તે બોલ્યો, "બચીત તારાં જુઠાંનો કાંઈ પારજ નથી ! એટલું બોલી તેને તાલી પાડી, અને તરતજ ત્રણ ગોલાંઓ આવી હાજર થયા. તેને તેઓને કહ્યું, "અનીને પકડો અને ઓરડાની વચમાં જમીનપર નાખો." તે ગો-હોકમ બજાવ્યો ; એકે મારૂં માથું પકડયું, લાઓએ તેનો બીજાએ મને પગમાંથી ધરી; અને ત્રીજાને તે તરવાર લાવવાનો હોકમ કર્યો. તેત રવાર લાયો તેવોજ મારા વરે હોકમ કીધો, "એનીના બે તુકડા કરી તાઇગ્રીસ નદીમાં ફેંકી આવ; ઉપર મારો જાન ફેસાન કરૂછે તેઓ જયા જુઠું બોલી થગેછે ત્યારે તેના હું એવા કરૂંછું." જયારે તેને ગોલામને તેનો હોકમ મલમાં લાવવાને આનાકાની કરતો જોયો ( તે બોલ્યો. "કેમ, વાર સાની જોયછે? સ માટે તું ખોતીછે ?"

તેપરથી તે ગોલામ બોલ્યો, "બાનું, ત મોહતને કાંથે છો. તમો મરણ પાંમો તે આગમજ તમોને કાંઈ કેહવું હોયતો તેનો વીચાર કરો." મે એક વાત કેહવા માંગી જેની મને તેને રજા આપી. મે માથું ઊંચકી મારા વર તરફ કાલાવાલા કરતી નજર ફેંકી કહ્યું, "અફસોસ મારા કેહવા હાલ થયાછે ! શું જુવાનીના બાહારમાંજ મારા મોહતે સેતાબી કરીછે!" મારેથી વધુ બોલાયું નહી કારણ રડવાની અને દચકાં ખાવાથી મારી જબાં ઉપડી શકી નહી. મારા વરને જરાએ દયા પેદા થઈ નહી, પણ તેથી ઉલતોજ તે મને થપકો આપવા લાગો ; અને તેને જવાબ દેવાની તજવીજ કરવી સઘલી ફોકત હતી. મે કાલાવાલા કરી માફી ચાહી, પણ તેની તેને દરકાર રાખી નહી, અને ગોલામને મારી ગરદન છાંતી નાખવાનો હોકમ કર્યો. તેજ પલે પેલી બુઢી ઓરત, જે તેની દાસી થતી હતી, તે અંદર દાખલ થઈ અને ગુથનપર પડી તેનો ગુસ્સો નરમ પાડવાની તેનીએ તજવીજ કીધી. તેની બોલી, "મારા બેટા, મે તને દુધ પાઈ ઉછેરયો તેના બદલામાં એનીને જીવતદાન બખસવાને હું માગી લેઊંછું. યાદ રાખ કે જે બીજાંને મારેછે તેને પણ મારનારછે, અને તેટલાં માટે તું તારી આબરૂને ઝાક લગાડસે અને માનસ જાતમાં તારે વાસ્તે ધીકાર પેદા કરસે. એવા જુલમાતને માટે દુનયાંમાં શું બોલાસે ?" તેનીએ પોતાની માંગની રડતી ચસમે એવીતો

...રક રીતે કરી કે મારા વરને પોતાનો ફેરવવાની ફરજ પડી.

...ને પોતાની દાસીને કહ્યું, "વારૂં ત્યારે, તારે હું એનીની જીંદગી સલામત રાખુછું; પણ ...ીનો ઘુના એની જીંદગી સુધી યાદ રાખવાને ...ીને કાઇપણ નીસાની આપ્યા વગર રહીસ ...ી." એ પછે તેનાં હોકમથી મારી છાતી અને ...જુ ઉપર એક ગોલામે નેતરવટે એટલાતો ...તકા લગાવ્યા કે તેથી મારી ચાંમડી તથા માસ ઉખડી ગયું અને હું બેભાન થઈ પડી. એ હાલતમાં તેની ક્રુરતામાં મદદ કરનારા ગોલાઓ પાસે તેને મને બીજા ઘરમાં મોકલી દીધી જ્યાં પેલી બુધી ઓરતે મારી બરદાસ્ત લીધી. હું ચાર મહીના સુધી બીછાનું છોડી સકી નહી. અંતે હુ સારી થઈ; પણ મારી ખુશી ઉપરાંત તમોએ જે સ... ગઈ કાલે જોયાછે તે એમના એમ રહી ગયાછે.

જેવી હું ચાલવાને શકતીવાન થઈ કે મે મારાં જુના ઘરમાં જઈ રેહવાનો થેડાવ કર્યો. કે જે મારા પેહલા વરના મોહતથી માહરે સ્વાધીન થયું હતું; પણ તે મને જડયું નહીં. મારા બીજા ખાવીંદ તેના ગોસ્સાના જહનુનમાં તેને તોડી પડાવી નાખ્યું હતું એટલુંજ નહી, પણ જે મોહલામાં તે હતું ત્યાંના સઘલા ઘરો જમીનદોસ્ત કરાવી નાખ્યાં. હું ધારૂંછું કે એટલા અંત સુધી કોઇ બીજા એક પોતાના ગોસ્સાને પોંહચવા દીધો ન હશે; પણ મારેથી કોણની સામુ ફરયાદ કરી શકાય. એ ઘાતકી કરમનો કરતા પોતે છુપાઈ રેહવાને ફતેહ પાંમ્યોછે. અને એવું વીચારૂ કે જો તે મને મલી આવ્યો હતે તો, શું આએ દેખઇતું નથી કે આટલું બધું કરવાને તે પુરતો અખત્યાર ધરાવનાર હોવો જોઇએ? ત્યારે એવા એકની સામે ફરયાદ મચાવાને હું કેવી રીતે હીમત કરી શકું?

એવી રીતે એખલી અને વગર સાહેતાની થવાથી, મને મારી પ્યારી બેહન ઝોબીડીનો આસરો લેવો પડયો, જેનીની કાહાનીથી તમો નામવર હમનાજ વાકેફગાર થયાછો. એણીને એ મારા પર પડેલી જફા જાહેર કરી; એ...એ પોતાની હમેસની માયાથી મને આવકાર દીધો અને મારૂં દુખ ધીરજ રાખી સહન કરવાની સલાહ આપી. તેણી બોલી, "એ પરમાણે દુનયાનું ચકર ચાલતુંજ આવ્યુંછે, જેથી કેટલીક વખત આપણ આપણી દોલત, દોસ્ત અથવા આપણા આસનાવોને ખોહી બેસીએ છીએ, અને કેટલીક વિખત તો એ સઘલાનો એકદમજ નાશ થાયછે." પોતે જે કહ્યું તેની સચઇમાં તેણીએ પેલા જુવાન સાહાઝાડાના પોતાનીજ બેહનોની અદેખાઇથી નીપજેલાં મોહતની વાત કહી; વળી તેઓ કારી કુતરીના અવતારમાં કેમ બદલઈ તે મને જનાવ્યું; અને અંતે પોતાની તરફની હજારો પ્યારની ઇધાની દેખાડી તેણીએ મને મારી સઉથી નાહાની બેહનસે પીછાન કરાવી, જેણીએ પોતાની માતાના મોહત પછે એણીની સાથે રેહવાને દરૂસ્ત ધારયું હતું.

અમે પછે ત્રણે સાતે મલવાને માટે ઇશવરનો ઉપકાર માનયો, અને અમારી જીંદગી વગર પરનવે તથા એક બીજાંથી જુદા પડયાં વગર ગુજારવાનો થેડાવ કર્યો. એ એકાંત જીંદગીની અમોએ મોજ મેલવીછે. ઘરનો સનસાર ચલાવવાનું મારે સ્વાધીન હોવાથી, જેબી અમોને જોઇતું તે ખરીદ કરવાને હમેસ હું પોતે જતી હતી. ગઈ કાલે તે કારણ સારૂં હું બાહેર પડી, અને જે મે ખરીદયુ તે એક હેલકરી પાસે ઉચકાવી લાવી. એ હેલકરી એક હાજર જવાબી તથા હસમુખો સખસ જનાવાથી અમોએ

કે, તેનીની મને કોઇ રોજે પણ ગરજ , અને તે વેળા જો તે મધેથી માતર એજ હું બારસતો, તેની કોકેસસ પર્વતથીબી હશે, તોપણ એકપલમાં મારી પાસે આવી ૪૨ થશે.

**ખલીફ**—બાંનું, તે બાલનું ગુચડું કયાંછે?

**ઝોબીડી**—તે વખત પછે મે એ બાલની એટલી તો સંભાલ લીધીછે કે તે હું મારી પાસેજ રાખી ફરૂંછું.

એટલું કહી તેણીએ તે બાહર કાહાડયા, અને જે દાબદામાં તે મુકયા હતા તે ઊંગાડી ખલીફને દેખાડયા. તેપરથી ખલીફે કહ્યું, "વારૂં, ત્યારે તે પરીને તમો અતરે બોલાવો; એ કરતાં વધારે સારો અવસર તમને તેનીને આવકાર દેવાને મલસે નહી, કારણ મારી પોતાની મરજી તેણીને જોવાની છે."

ઝોબીડીના હા પાડવાથી, આતસ મંગાવામાં આવ્યો, અને તેણીએ બાલનું આખું બંદલ તે મધે નાખ્યું. તરતજ મેહલ ધ્રુજવા લાગો, અને ઘણા શીંગાર સાથની એક ઓરતના અવતારમાં, તે પરી, ખલીફની સનમુખ આવી ઉભી.

"ધરમને માન આપનાર પર હોકમના ચલાવનાર સાહ," તે પરીએ ખલીફને કહ્યું, "તમો નામવરના હોકમને તાયબે થઈ તમો નજડીક હું આવી ઉભીછું. જે બાંનુંએ, તમારા હોકમથી મને અતરે તેડીછે, તેને એક વેળા મને મોહટી મદદ કરી હતી. એનીની તરફ મારી નીમખહલાલી બતાવા, મે એનીની બે બેહનોને કુતરી બનાવી તેમના ઘાતકી કરમની સજાએ પોહોંચાડીછે; પણ જો તમો નામવરનો હોકમ હોયતો હું તેઓને તેમના અસલ અવતારમાં પાછી લાવીશ."

**ખલીફ**—શાબી પરી, તમો એમ કરવાથી મને ઘણી ખુશી કરશો; તમો એટલીજ તેઓપર મેહર કરો અને જે એઓ ઉપર જાસ્તી ગુજરીછે તેનો થોડો ઘણો બદલો વાલવાની હું તજવીજ કરસ. પણ એ ઉપરાંત આએ ઓરત, જેનીના કોઇ છુપઇ બેઠેલા ખાવીંદ એનીની ઉપર હદ વનાનો સેતમ ગુજારયોછે તેને માટે મારે માગી લેવુંછે. બેશક, જેમ તમોને હમેસ ખબર પડેછે તેમ, એનીને દુઃખ પેદા કરનારનાં નામથી તમે જાનીતા હશો; જે નાપેકાર, માતર એનીની તરફ આવી ઘાતકી ચાલ ચલાવીનેજ રાજી રહ્યો નથી, પણ એનીની સઘલી દોલતનો વતીક તેને નાશ કર્યોછે. મને બહુ અજાએબી પેદા થાયછે કે મારાં રાજમાં, મારી જાનમાં આવ્યા વગર, આવું ઘેર ઇનિસાફનું તથા નીરદય કામ કરવામાં કેમ આવ્યુંછે."

**પરી**—તમો નામવરની ખુશીને માન આપી હું એ બને કુતરીઓને તેમના આગલા અવતારમાં બેદલીશ, તથા આએ ઓરતના સઘલા સડ એવાતો સાફ કરી નાખરા કે તેની તદન નીશાન રેહશે નહી; અને છેલે એની સાથે એવી ચાલ કોણે ચલાવીછે તેના નામથી તમને વાકેફ કરીશ.

ખલીફે ઝોબીડીના ઘર મધેથી તે બે કુતરી મંગાવવાનો હોકમ દર્યો. તેઓના આવવા પછે, પરીના હોકમથી તેનીને એક પાણીનું ગલાસ લાવી આપવામાં આવ્યું. તેણીએ તેપર કાંઇક ભનતર ર્યું, જે કોઇને પણ સમજ પડયું નહી; પછે તે મધેથી થોડું પાણી અમીનીપર તથા બાકીનું બને કુતરીઓપર ફેકયું, જેથી તે કુતરીઓ બે અતી ખુબસુરત સ્ત્રી બની ગઇ અને અમીનીપર જે સડ હતા તે જતા રહ્યા. એટલું કરી તે પરીએ ખલીફને કહ્યું, "નામવર શેહનશા, મને તમોને હવે જે અનજાના ગ્રહસ્થે અમીની સાથે નેકા કર્યું છે તેનું નામ જનાવવું બાકી રહ્યુંછે. તે તમારો ઘણો અતલગનો બેસી થાયછે, કારણ

તેને થોડીક મોજ મેલવવા અમારી સાથે રાખ્યો. અંધારૂં થતાં ત્રણ જોગીઓએ આવી અમારા ઘરનો સહવાર લગન આસરો માંગ્યો. અમોએ કેટલીક કબુલાત લેઈ તેમને દાખલ કર્યા, જે કબુલાતો પાલવાને તેઓએ ખુસી જનાવી હતી; અને અમારી સાથે તેમને જમાડયાં પછે તેઓએ પોતાની રીતી પ્રમાણે ગાણું ગાઈ અમારી ગમતમાં વધારો કર્યો. ગાણામાં અમો મસગુલ હતાં તેતલાં અમારૂં બારણું ફરી થોકાયું. એ થોકનાર ત્રણ મસુલના સારા દેખાવના વેપારી હતા, અને જેઓએ પણ જોગીના જેવીજ માંગની કરી. અમોએ તેમને પેહલાઓનીજ કાણી કબુલાત લેઈ દાખલ કર્યા; પણ એ બને તોલીઓએ તે પાલી નહી. જોકે ઇનિસાફની રાહે તેમને સીખસા કરવાની અમારામાં સકતી હતી, તોપણ તેઓની તવારીખ જાની તથા ઘેર, તેમને એકદમ રખસુદ આપી રાતના ડતા મેલીને, લેવામાં સંતોશ પાંમ્યા.

ખલીફ હારૂન અલરસીદ આએ અજાઃ કાહાની સાંભરી બહુ મગન થયો અને પે એથી કેટલો આશાચર્ય પાંમ્યો હતો તે જા કીધું.

**સેહરાઝાદી**—પણ શાહેબ વખત થઈ ગયે છે તેથી પેલી બે કુતરીને ખલીફ કેમ જાદુઇથી છોડવી તે હુ જનાવી શખતી નથી.

સેહરીઆરે ધારયું કે ત્રણ જોગી અને પાંચ ઓરતોની વારતા સુલતાના બીજે રોજે પુરી કરસે; તેથી તેણીને એક દીવસ વધુ જીવતી રાખવાનો વીચાર કરી તે ચાલતો ગયો.




વખતસર દીનારઝાડીએ સેહરાઝાદીને ઉથાડી કહ્યું, "જો તમો ઊંગથી ફરેગ થયાં હોવોતો, પેલી બે કાલી કુતરીને પોતાના અસલ અવતારમા શી રવેસે લાવવામાં આવી તથા પેલા ત્રણ જોગીઓનું શું થયું તેથી અમને વાકેફ કરો."

**સેહરાઝાદી**—હું તમારી ખાંહેસ પુરી પાડુંછું.

પછે સેહરીઆર તરફ ફરી તેનીએ પોતાની વારતા નીચે મુજબ કરવા માડી:—

સાહેબ, ખલીફની હોંશ પુરી પડવા પછે, પોતે, તે જોગી શાહાઝાડા તથા પેલી ત્રણે ઓરતોને, પોતાની સખાવતની સાબેતી આપવાનો થેડાવ કર્યો. હમેસ માફક વઝીરને વચે લીધા વગર તેને પોતેજ ઝોબીડીને કહ્યું; "બાંનું, જે પરી તમને સરપના આકારમાં મલી હતી તથા જેને તમોને આવું સખત કાંમ સોંફયુછે, તે કયાં રેહેછે તેની તમોને કાંઈ ખબરછે? અથવા બીજી રીતે બોલુંતો, તેણીએ તમને ફરી કોઇવાર મલવાની કબુલાત આપીછે કે જે વેળા તેની તમારી બંને બેહનોને તેઓના અસલ અવતારમાં લાવી શકે?"

**ઝોબીડી**—નામવર સેહનશાહ, હું તમોને જનાવાને ભુલી ગઈ હતી કે, એ પરી મને પોતાના બાલનું એક ગુચકું આપી ગઇછે, એવું

આગલ લગ્નના લખતો થયાં; અને ફીત ખલીફ હારૂન અલરસીદ આતલાં દુ-ખયલા આદમીઓની મદદ કરી હજારો દુ-આસીરવાદ પાંમ્યો-

આએ વાર્તા સેહરાઝાડીએ પુરી કરી ત્યારે વખત હોવાથી બીજી વાર્તા તેનીએ નીચે મુજબ સહરૂ કરી :—



# સીનબાદ ખલાસીની વાર્તા.

સાહેબ, મે હુમનાજ કહેલી વાર્તામાં આવી ગયલા, ખલીફ હારૂન અલરસીદના રાજમા, બગદાદ શેહેરમાં એક ગરીબ હીનબાદ નામનો હેલકરી રેહતો હુતો. એક દીવસે ગરમ રૂતુમાં તેને એક મોહટો બોજો શેહરના એક નાકેથી બીજે નાકે લેઇ જવાનું કામ મલ્યું હતું. ઘણો થાકી જવાથી અને લાંમબી મંજલ બાકી હોવાને લીધે તે એક મોહલામાં સારો પવન હતો તથા જ્યાની પગથીઓપર ગોલાબ છાંટેલો હતો ત્યાં આસાએસ લેવાને ગયો. થાક ખાવાને એ કરતાં બેહતર જગ્યા તેને મલવી માહલ હતી; જેથી એક મોહોટાં ઘર આગલ પોતાનો બોજો ઉતારી તેની પાસેજ તે બેઠો.

એ જગ્યાપર જઈ લાગવાથી તે બહુ ખુશી થયો, કારણ તરેહવાર ખુશબોઇ અને ગોલાબ સાથે ભેરાએલી હવા ત્યા આવતી હતી તેથી તેને ઘણી શાનતી પેડા થઇ ઘણું વળી ઘર મધેથી ગાયણ તથા પક્ષીઓના સરોદ નીકલતા હતા તેથી પણ તેને ઘણી મોજ મલવા લાગી. આએ ગાયણ તથા ઉમદા ખસબોઇના વાસથી તેને ધાર્યું કે એ ઘર મધે ખાનાની મજલસ હશે. એ રસ્તે તેને ઘણી થોડોવાર આવવું થયું હતું તેથી ત્યાં કોણ રેહતું હતું તેની તેને ખબર હતી નહી; પણ પોતાની અજાએબી પુરી પાડવા દરવાજામાં એ-શકી કપડાં પેહરી જે નોકરો ઉભા હતા તેમાંથી એકને જઈ ઘર ધનીનું નામ પુછયું. તેઓમાંથી એકે જવાબ દીધો, "અરે! તું બગદાદમાં વસેછે ને તુને, આએ **સીનબાદ ખલાસી**નું ઘરછે, એવી ખબર નથી, જે દુનયાની આસપાસ મુસાફરી કરી આવવાને માટે પ્રખ્યાત થયોછે."

હેલકરીએ સીનબાદની દોલતને માટે સાંભરયું હતું તેથી પોતાની કંગાલ હાલત સાથે તે સ-રખાવી તે બલાપો કરવા લાગો; અને તેના વી-ચારમાંને વીચારમાં આસમાન તરફ નજર કરી બીજા સાંભરે તેવા મોહટા અવાજે બોલવા લા-ગો, "કુલ દુનયાંને પેડાના કરનાર સર્વ શકતીવાન બાપ, મારી અને સીનબાદ વચેની હાલતનો તું વીચાર કર! હું દરરોજ જેહમત તથા દુખ સો-સી મારા પોતાને તથા કુતુંબને માટે ભાયગે રો-તી પેડા કરૂંછું; જયારે સુખી સીનબાદ ખાંડી બન પૈસા વેરી નાખેછે, અને હંમેસ મોજમ-જાહમાં લેતેછે. એને એવું શુ કર્યું છે કે તેં તારી બક્ષીસોનો ઝરો એના ઉપર રેડી દીધોછે? અને આવી કંગાલ હાલત પાંમવાને મે એવો તે શું ઘુણા કર્યાં છે?" આએ રીતે પોતાની ફેરયાદ પુરી કરી એક દલગીરીમાં ગરફતાર થ

તે સાહાઝાડો આમીન, તમો નામવરનો વડો બેટોછે; જેને એ બાંનું ની ખુબસુરતીની તારીફ સાંભરી, પ્યારમાં ગરકાવ થવાથી, એનીને તાલમેલથી પોતાને ઘેર બોલાવી, એનીની સાથે લગ્નનો ગાંઠ બાંધ્યો હતો. એ સાહાઝાડાએ જે માર પોતાની બાયડીને મરાવ્યો તેને માટે તેને કેટલુંક વાજબી કારણું પ્લ્યુ હતું; કારણ તેની ઓરત દાખલ એ બાંનું જરા વધારે હદથી બાહેર ગઈ હતી, તથા જે જુથાં કારણો એનીએ આપ્યા તેથી એનીના ઘુનાહમાં વધારો કર્યો હતો. તમો નામવરની સઘલી હોંશ પુરી પાડવાને માટે મારે એજ કેહવાનુંછે;" અને એ પછે તેની ખલીફને સલામ કરી, ગેપ થઈ ગઈ.

શેહનશાહ આએ સાંભરી બહુજ અજબ થઈ ગયો; અને પોતાથી જે જે ફેરફાર થયો હતો તે જોઇ બહુ સંતોશ પાંમી તેને એ સઘલાને માટે એવોતો બંદોબસ્ત કર્યો કે તેથી



ખલીફની સાંમને (સફે ૧૯૪.)

તેની યાદગારી ... સુધી રહી ગઇ. ... લાં તેને પોતાના બેટા ... મીનને બોલાવ્યો, ... તેના છુપા લગ્નની ... તાને ખબર થઈ હત ... તથા તેની ઓરતની તે ... જરાને માટે શી અવસ્થા કરી હતી, તે તેને જનાવો. એ ઉપરથી પોતાના બાપના હોકમની વાર જોયાં વગર તે સાહાઝાડાએ અમીનીને તરતજ પાછી કબુલ કરી.

એ પછે ખલીફે કહ્યુ કે તે પોતાનું દીલ તથા હાથ ઝોબીડીને આપેછે; અને બીજી ત્રણ બેહનોને ત્રણે જોગીઓને આપવાની દરખાસ્ત કરી, કે જેઓ પણ રાજાનાજ બેટા હતા, અને જેઓએ તેનીઓને પોતાની ઓરતો દાખલ કબુલ રાખી. ખલીફે તે દરેકને બગદાદ શેહરમાં એકેક ભપકાદાર મેહલ બક્ષેસ કર્યો. પોતાના રાજની મોહટામાં મોહટી પડવીએ પોહોચાડયા, અને પોતાની દરબારમાં સાંમેલ કર્યા.

બગદાદ શેહરના કાજીને બોલીવી, સાખ-

વિકુફી ભરયા બોલો મે ઓચરયાછે, જે હું તમોથી માફી ચાહુંછું." સીનબાદે જવાબ



સઘલી મીજલસને તેને કુનસ બજાવી (સફે ૧૯૭.)

દીધો, "તમો એવું નો ધારતા કે એ તમારી ફરયાદને માટે મે ગોસ્સો કર્યોછે. હું તમારી હાલત સમજુંછું, અને તે માટે તમોને થપકો આપવાને બદલે હું તમોને દીલાસો આપવા માગુંછું. પણ મારે માટે જે તમો ભુલ કરોછો તેથી તમોને મોકલા કરવાનો મારો ઇરાદો છે.

ચલાં આદમી મુઆફક તે હાથ પગ અફાડવા લાગો.

હેલકરી, એ મીસાલ પોતાની દલગીરી જાહેર કરતો હતો. તેવામાં ઘર મધેથી એક નોકરે આવી તેનો હાથ જાલી, પોતા સાથે જવા તેને કહ્યું, કારણ તેનો સેઠ સીનબાદ, તે હેલકરી કાંઇક વાત કરવા માંગતો હતો.

ઉજેરડું થવાથી સેહરાઝાડી ચુપ રહી, બીજે દીવસે નીચે મુજબ તેણીએ વાર્તા આ કહી સંભલાવી :—




સાહેબ, હીનબાદને એથી કેટલી અજાએબી ઉપજી હશે તેનો તમો નાંમવર સેહલથી વીચાર કરી શકશો. જે પોતે ફરીઆદ કરી હતી, તે માટે સીનબાદે તેને સજા કરવા બોલાવ્યો હશે, એવું ધારી તે બીહવા લાગો; તેથી બોજો રસ્તાની વચે નાખી તેનાથી અંદર જવાએ નહી, એવું બાહાનું કાહાડી, તેને બચી જવા માંગ્યું. પણ સીનબાદના ચાકરોએ તેની ખાતરી કરી કે તેની તેઓ સંભાલ રાખસે, જેથી એ બચારાને બીજું કાંઈ બાહાનું રહ્યું નહી.

તે નોકરો તેને એક મોહટાં દીવાનખાનામાં લઈ ગયા, જયાં ઘણાક લોકો તહરેવાર પકવાનોથી ભરેલી એક તેબલ આસપાસ બેથેલા હતા. તેબલની ઉપલી બાજુએ એક બુજરગ, મોહટી દાહડીવાલો અને સારા દેખાવનો મરદ બેથેલો હતો, અને તેની પછવાડે તેના હોકમો બજાવવાને પુશકલ ફરમાબરદારો હાજર હતા.

આએ આબરૂવાલો આદમી પોતે **સીનબાદ** હતો. હેલકરી, આતલાં બધાં આદમીને, આવા દમામ ભરેલા સુફરા ઉપર બેથેલાં જોઇ, ધુજવા લાગો, અને બીહતે બીહતે નમીને સઘલી મીજલસને તેને કુનસ બજાવી. સીનબાદે તેને પોતાની નજદીક બોલાવ્યો અને પોતાના જમના હાથપર બેસાડી પોતે તેની માવજત કરી જમારવા લાગો, તથા પાસેની મેજ ઉપર જે ઉમદા સરાબના સીસા હતા, તેમાંથી તેની મરજી પડે તેતલો સરાબ નોશ કરાવ્યો.

ખાનું ખાઈ રહ્યા પછે, સીનબાદે, હીનબાદ સાથે વાત કરવી સરૂ કરી; અને તેને અરબ લોકોના રેવાજ પ્રમાણે એક બીજાને હમેસની ઓલખ હોય તેમ, "ભઇ" કરી બોલાવ્યો તથા તેનું નામ તથા ધંધો પુછયો. તેને જવાબ દીધો, "મારા નામવર શેઠ, મારૂં નામ હીનબાદછે."

**સીનબાદ**—હું તમોને મલવાથી ઘણો ખુશી થયોછું, અને હું હીમતથી કહુંછું કે એજ મુજબ આએ સઘલી મંડલી તમોને જોઇને રાજી થઇછે. તમોએ થોડોવાર થયો મોહલામાં જે ફરયાદ ગુજારી તે પાછી તમારે પોતાને મોહડે મને સાંભરવાનો સોખ થયોછે.

સીનબાદ બારીએથી પોતે હેલકરીને સઘલું બોલતાં સાંભરયો હતો, અને તેથીજ તેને અંદર તેરયો હતો.

સીનબાદના માંગવાથી હીનબાદ નીચી મુદી કરી ઘભરઇને બોલ્યો, "મેહરબાન સેઠ, મારે કબુલ કરવું જોઇએછે કે બહુ થાકી જવાથી આ-

,૫૦૦ લીગ લાંબો જઈ તે વાકવાકના .ને મલેછે. પેહલાંતો મહને દરયો લા- ાણુ થોડા દીવસમાં પાછો હું હુસ્યાર થયો, તે પછે એવી બીમારી મે કધી ભોગવી નથી. નમારી મુસાફરીમાં અમોએ ઘણાક તાપુમાં ર કર્યું જયાં અમારો માલ અમોએ વેચ્યો ‹ અદલ બદલ કર્યો. એક રોજે, રસ્તામાં મોને એક નાહનું તાપુ જનાયું, જે પાણીની પાતીની લગભગ બરોબર હતું. તથા એક લી- ાતરીથી ભરેલાં મેદાંન માફક જનાતું હતું. નાખોદાએ તે જોઈ સડ બાંધવા કહ્યા, અને જે-ઓને ગમે તેઓને જમીનપર જવાનો હોકમ આપ્યો. એ સઘલા જનારમાં હું પણ એક હતો.

પણ અમો ખાવા પીવાની મોજમા મસગુલ હતા, તથા દરયાની થાક ભુલી ગયા હતા તે-વામાં તે તાપુ એકાએક હીલયું અને અમોને મોહટો આચકો આયો.

સેહરાઝાડી એટલું બોલી ચુપ બેઠી, પણ બીજે દીવસે તેનીએ એ વાર્તા આગલ લં-બાવી :—




સાહેબ, સીનબાદ વાર્તા આગલ લંબાવી બો-લ્યો :— તાપુ હીલ્યું તે વાહાનપરના આદમી-ઓએ જોયું, અને અમોને એકદમ વાહાનપર પાછા જવાને કહ્યું, નહીતર કે અમો સઘલા ડુ-બી જવાની ધાસ્તીમાં હતા, કારણ ,જેને અમો એક તાપુ કરી સમજયા તે મગરમછની પીઠ હતી. જેઓ ચપલ હતા તેઓ વાહાણ-ની સીડીને વલગી પડ્યા અને કેટલાકો ત-રવા લાગા. પણ હું તો એ દરયઇ હારેમને પાણીમાં ડુબકી મારી ત્યા લગન તેની પીઠ ઉપરજ હતો, અને આતસ સલગાવા લાકડા લા-વ્યા હતા તેમાનો એક કતકો પકડી લેવાનેજ માતર મને વખત મલ્યો. એ અવસરમાં સારો પવન નીકલવાથી તેનો લાભ લઈ નાખોદાએ સડ ચહડાવાનો હોકમ આપ્યો, અને જેઓ વા-હાણને વલગી રહ્યા હતા તથા તરતા હતા તેમાંથી જેઓ મલી આયા તેમને લેઇ તે વા-હાણ હંકારી ગયો, જેથી કરી વાહાણપર જ-વાની મે સઘલી આશા છોડી.

એ પ્રમાણે દરયાને સ્વાધીન હું થઈ પડ્યો અને બાકીનો વખત તથા આખી રાત મારી જીંદગી બચાવાના ફાંફાં મારયાં. શહવાર પ-ડતાં હું તદન થાકી ગયો, અને જીવવાની આશા છોડી, પણ સારાં ભાયગે એક મોજાના જોરથી એક તાપુ ઉપર ઘસડઈ જઈ પડ્યો. એ જ-ગ્યાનો કીનારો ઊનચો તથા ખદકનો હોવાથી મારેથી ઉપર ચહડી સકાતે નહી, પણ મારાં નસીબે કેટલાક ઝાહાડોના મુલ બાહાર નીકલ્યાં હતા તેનો આસરો મને મલ્યો. દરયાના મો-જામાંથી બચી હું અધમુઓ થઈ જમીનપર પ-છડઈને સુરજ ઉગયો ત્યાં લગન પડ્યો, પછે જોકે મારામાં કસી સકતી રહી ન હતી, તોપણ કાંઈ ખાવાની જનસ સોધવાને ફસરાતો ફ-સરાતો ચાલ્યો અને દઇવયોગે કેટલાક સારો

તમો એવું ધારોછો કે જે દોલતથી હું આજ ભોગવુંછું તે મે વગર મેહનતે મેલવીછે. પણ એ તમારૂં વીચારવું ખોટુંછે; આવું શુખ મેલવવાને માટે તમો વીચારી શકો તેના કરતાં વધુ તન, તથા મનની મને જેહમત ખેંચવી પડીછે." પછે આખી મંડળી તરફ ફરી તે બોલ્યો, "ખરે ગ્રહસ્થો. તમો ખાતરી સાથે માનજો કે મારા પર પડેલા હાંડેસા એવા તો હતા કે સઉથી લોભીમાં લોભી પણ દોલત મેલવવાને મારા જેવી મુસાફરીઓ કરવાને છોડી દેતે. કદાચ તમોએ મારા ઉપર ગુજરેલી અજાએબીઓનો કધી હેવાલ સાંભરયો ન હશે, તથા મારી મુસાફરીઓમા જે જે ભયમાંથી હું બચ્યોછુ તમો અનજાના હશો; માટે જ્યારે મને તક મલીછે ત્યારે, હું એ મારી મુસાફરીનો સીલવાર તથા ખરો હેવાલ તમારી આગલ કેહેવા ધારૂંછું, અને હું ભુલ નથી કરતો પણ તમો તેથી ખુસી થશો.

સીનબાદ, પોતાની વાર્તા હેલકરીની ખાતર કરવાને માટેજ કરનાર હતો તેથી, તે તેને બોજો જ્યાં પોહોચાડવાનો હતો ત્યાં મોકલવાનો હોકમ કરી, બોલવા લાગ્યો :—



# સીનબાદ ખલાસીની પેહલી મુસાફરી.

જ્યારે મારો બાપ જીનતગુજીન થયો ત્યારે મારે માટે તે મોહટી દોલત મેલી ગયો હતો, જે મે મોજ સોખમાં સઘલી ગુમાવી દીધી. પણ અંતે મને મારી ભુલ માલમ પડી અને મને વીચાર આવ્યો કે પૈસાનો પણ નાશ થાયછે, અને મારા જેવા બેઅકલીના હાથમાં તે તકી શકતો નથી. વળી મને વધુ એમ લાગ્યું કે એવી વગર ધડાની જીંદગીથી હું મારા વખતનો ઘણો ઘેર ઉપયોગ કરતો હતો, જે દુનયામાં સર્વથી વધારે કીમત ધરાવેછે. મને સુલેમાનની કેહવત યાદ આવી કે, 'મોહત કંગાલ્યતપણા કર્તા બેહતરછે,' જે કેહવત મે વારેઘડીએ મારા બાપને મોહડે સાંભરી હતી. એવા વીચારોને આધીન થઈ, જે મારી પાસે હતું તે મે જમાવ કર્યું અને મારી મીલકતો હરાજ કરી નાખી. પછે કેટલાક વેપારીઓ જેઓ દરયાને માર્ગે વેપાર ચલાવતા હતા તેમની સાથે જોડાયો. જેઓ મને ભલા આદમી દીસ્યા તેઓની મે સલાહ લીધી; અને જે પૈસો મારી પાસે હતો તેમા વધારો કરવાના ઘેડાવથી, બલસોરા* ગયો, અને ત્યાંથી ઘણાક બીજા વ્યાપારીઓ સાથે એક વાહાણ માડી તેમા સવાર થયો.

અમારી કીસ્તી ઉપડી ગઇ અને હીનદુસ્તાનનો રસ્તો લેવા ઈરાની અખાતમાં દાખલ થઈ, જે અખાતના જમના હાથપર આરેબીઆ ફેલીક્ષ તથા ડાબા હાથપર ઈરાન આવેલુંછે, અને લોકોના કેહવા પ્રમાને તેની સઉથી મોહટી પોલાઈ ૭૦ લીગનીછે. ઉગમન માહાસાગર તથા હીંદી માહાસાગરનો વીસ્તાર ઘણો મોહટોછે.

* ઈરાની અખાતમાં એક આવેલું બંદર.

ાને જો એક દીવસ મોડો તે તાપુની આવ્યો હોતતો હું પોહોતો થઈ જાત, કામોમ્યા વગર વસ્તીનાં ભાગમાં મને જઈ યવું અશક્ય હતું.

ાાડા વખત પછે તેઓએ શેહર તરફ ફુરી અને મને સાથે લેઈ ગયા તથા મીહરેજજા સાથે મારી મુલાખાત કરાવી. તેને મને , કોણ હતો તથા કેમ તેના રાજમાં જઈ લાગો હતો તે પુછ્યું. મે મારો હેવાલ કેહવાથી મારાં હીનભાગ્યને માટે તેને દલગીરી જનાવી, અને તરતજ મારી માવજત કરવાનો હોકમ આપ્યો. જે તેના અમલદારો ખરોખર ખંતી રહી ખજાવા લાગા.

હું, વ્યાપારી હોવાથી, મે મારા ધંધાના આદમીઓ સાથ દોસ્તી કરી, અને જેઓ પારકા મુલકોમાંથી આવતા હતા તેમની ખોલ રાખતો ગયો કે તેઓનો કોઇ મને બગદાદ વીશે ખબર આપી શકે, અથવા તો મને પાછું મારે મુલક જવાને બની આવે. મારે અતરે જનાવવું જોઈએછે કે મીહરેજ રાજાની રાજધાની દરયાને કીનારે આવેલીછે અને એક સારૂં બંદર હોવાથી દુનયાના સઘલા ભાગપરના વાંહાણો દરરોજ ત્યાં આવતાં હતાં. વળી હું હીંદુ શાસ્ત્રીઓની મંડલીમાં જવા લાગો, અને તેઓની તકરારો સાંભરવામાં મોજ લેવા લાગો; અને તે સાથે રાજાની મુલાખાત હમેસ લેયા કરવાની મે સંભાલ રાખી હતી, અને તેના હાકમો તથા ખંદની રાજાઓ જે તેની પાસ આવતા હતા તેઓ સાથે વાતચીતનો વેહવાર રાખ્યો. તેઓ મારા દેશ વીશે મને હજારો સવાલ કરતા હતા; અને મને તેમના ધારા તથા રીતભાત જાનવાની હોંશ હોવાથી જે કાંઇબી નોધ રાખવા જોગ હતું તે વીશે હું તેમને પુછતો હતો.

એ રાજાના હસ્તકમાં **કેસલ** નામનું એક તાપુછે; અને તે વીશે તેઓએ મને ખાતરી સાથ જનાવ્યું કે ત્યાં દર રાતરે ઘોલ વાગવાનો અવાજ આવતો હતો, જેપરથી ખારવાઓ વીચારતા હતા કે તે દેજ્યલ*નું રેથાન હશે. મે એ અજાએબ જગા જોવાનો થેડાવ કર્યો, અને રસ્તામાં મે બસો હાથ લાંબી માછલીઓ જોઈ જેઓથી મને બહુ ધાસ્તી લાગતી, પણ તેઓ કાંઈ ઇજા કરતી હતી નહી, કારણ તે એવી તો બીહીકન હોયછે કે જરા ખખરાત થતાં નાહસી જાયછે. મે બીજી જાતની પણ અતરે માછલી જોઈ જે આસરે એક હાથ લાંબી હતી, અને તેમના માથાં ગુવડ જેવાં હતાં.

હું, ત્યાંથી પાછો આયાં પછે એક દીવસે બંદર ઉપર ઉભો હતો ત્યારે એક વાંહાણ આવી લંગરવાર થયું, અને તરતજ તે ઉપરનો માલ ઉતારવાનું સરૂ કર્યો, અને વાંહણ ઉપરના વ્યાપારીઓ તેમના દાગીના વખારોમાં ભરાવા મંડ્યા. કેટલીક ગાંસડી પર મારી નજર પડવાથી તે ઉપર મને મારૂં નામ દીસ્યું અને મે જોયું તો જે ગાંસડી મે બલસોરાથી વાંહણ ઉપર ચહડાવી હતી તેજ તે હતી. મે નાખોદાને પણ ઓલખ્યો; પણ તે મને ડુબી ગયલો સમજતો હશે એવું ધારી મે તેને પુછ્યું કે તે ગાંસડીઓ કોણની હતી. તેને જવાબ દીધો, "તે બગદાદના એક સીનબાદ નામના વ્યાપારીની હતી, જે પણ મારી સાથે આવવા નીકલ્યો હતો; પણ એક રોજે હમે ધારયુ તેમ, એક તાપુ નજદીક જઈ લાગાથી, તે, બીજા ઘણાકો સાથે કીનારે ઉતરયો. પરંતુ એ તાપુ તો એક મોહટી

* મુસલમાંનો દેજ્યલને, જેમ ખ્રીસ્ટીઓ ક્રાઇસ્ટ પછે આવનારને સમજેછે, તેમ માનેછે. તેઓના કેહવા પરમાને તે દુનયાનો અંત આવશે ત્યારે આખી દુનયા જીતસે, જેમાંથી મકા, મદીના, તારસસ, અને જરૂસલમનો ફરેસ્તાઓ બચાવ કરસે.

પાલો જરયો એટલુજ નહી પણ એક મીઠાં પાણીનો ઝરો પણ મને મલી આવ્યો જેથી મને બહુ મદદ મલી. મારી ભુખ મતાડી હું તે તાપુમાં આગલ વધ્યો, અને એક મોહટાં મેદાનમાં જઈ લાગો જયાં દુરથી એક ઘોડો ચરતો મને જનાયો. હું તે તરફ આશા તથા ધાસ્તી કરતો ચાલ્યો, કારણ મને ખબર ન હતી કે આગલ વધવાથી મને મારી જીંદગીનો ભોગ આપવો



તે મને એક ગોફામાં લેઈ ગયો. (સફે ૨૦૧).

પડશે કે તે બચાવાનો ઉપાય મેલવી શકશ. આગલ જતાં એક ખુંતી સાથ તે ઘોડાને બાંધેલો દીઠો, જે ઘણી ઊંચી તોખમનો હતો. હું તે ઘોડાની ખુબસુરતી જોઈ અજાએબ થતો હતો તેવામાં મે એક આદમીનો અવાજ સાંભરયો અને ફરી જોતાં મે મારી નજદીક તેને દીઠો. તેને મને સવાલ કર્યો કે હું કોણ હતો. મે તેને મારાપર પડેલા ગજબથી જાનીતો કર્યો; જે પછે મારો હાથ પકડી તે મને એક લેઈ ગયો, જયાં બીજાં ઘણા આદમીઓ તેઓ, જેમ હું તેમને જોઇ તાજુબ થતો તેમજ મને જોઈ વીશમય થયા.

તેઓએ આપેલા ખોરાકમાંથી મે મારૂં જન કર્યું. એ પછે તેમને મે પુછ્યું કે આવાં આબાનમાં તેઓને રેહવાનો સબબ શું, ને જવાબમાં તેઓએ મને જનાવ્યું કે, તેઓ મીહરેજ રાજાના* ઘોડાવાલા હતા કે જે એ તાપુનો માલેક હતો, અને જે શુંદર પ્રાણી મે જોયું હતું તે લેઈ તેઓ તેની દરબારમાં જતા હતા. વળી તેઓએ જનાવ્યું કે માતર ઘોડા કલાક આસાયસ લેવાને તેઓ એ જગ્યાપર આયા

* "મીહરેજ" એ "માહરાજ" બોલનો અશુધ્ધ થયલો શબ્દ છે અને એનો અર્થ મોહટો રાજા કરી થાયછે.

ાદલી કરી, હું પાછો ચહડ્યો. મારી સાથે ્રેવાર જાતના ખુશબોઈ વાલાં લાકડાં, ક- જાયફલ, લવંગ, મરી અને આદુ ત્યાંથી લીધું. એક તાપુ વતાવી છેલે અમે બલસોરે આયા, .થી હું આએ શેહરમાં એક લાખ સીકવી- ાનો ધની થઈ દાખલ થયો. હું અને મારૂં



હીંદુ શાસ્ત્રીઓની મંડલીમાં જવા લાગો. (સફે ૨૦૨).

કુટુંબ એક બીજાને બહુજ પ્યાર સાથ ભેટ્યાં. મે મરદ ઓરત એ બને જાતીના ગુલાઓ ખ- રીદ કર્યા, અને એક જગ્યા લેઈ તે ઉપર ભ- પકાદાર ઘર બાંધયું. એ પરમાણે જે દુખો મે ખમ્યા હતાં તે ભુલી જઈ, અને જીંદગીનુ શુખ ઓજ મજાહથી ભોગવવાનો ઠેઠાવ કરી રેહવા લાગો.

સીનબાદ મુંગો રહ્યો. અને ગાયાણ એની વાતથી જે બંધ પડયું હતું, તે પાછું ચાલુ કર- વાને ફરમાવ્યું. સઘલી ભેગી મલેલી મંડળી ગા- તના સુવાનો વખત થયો ત્યાં લગન ખુશાલીમાં મસગુલ રહી. સીનબાદે, પછે એકસો સીકવીન- સની કોઠલી મંગાવી, અને તે પેલા હેલકરીને આપી બોલ્યો, "હીનબાદ, આએ લે; તારે ઘરે જા, અને મારી મુસાફરીની વધું હકીકત સાંભ- રવાને કાલે પાછો આવજે." તે હેલકરી પોતાને મલેલાં માનથી તથા સીનબાદની બક્ષેસથી તા- જુબ થતો ચાલતો થયો. જે પોતે જોયું તથા સાંભરયું હતું તેના હેવાલે તેનાં બઇરી છોકરાંને બહુ ગમત આપી, જેઓ સીનબાદની બક્ષેસને

માહી દરયાની સપાતી ઉપર સુતેલી હતી; જેવી તેઓએ ખાનું પકાવા સલગાવેલા આતસની ગરમી તેને લાગી કે તે હીલવા લાગી, અને માહાસાગરના ભીતરમાં જતી રહી. તેનીની પીઠ ઉપરના ઘણાક આદમીઓએ દરઆઇ ઘોરમાં વાસો કર્યો કે જે મધે કમનસોબ સીનબાદ પણ હતો. આએ ગાંસડીઓ તેનીછે, અને તેઓને વેચવાનો મે ઠેહાવ કર્યોછે અને જ્યાં તેના સગાં મને મલી આવસે ત્યારે તેથી ૯ નફો તેમને હું સ્વાધીન કરીસ." મેં કહ્યું, ખોદા, જે સીનબાદ તમો મુવેલો સમજોછે હુંછું, અને એ ગાંસડીઓ મારીછે."

સેહેરાઝાદી વખત થવાથી અતકી ગઈ. બીજી રાતે નીચે મુજબ તેનીએ બોલવું સ કર્યું:—




સીનબાદે, પોતાની વાત ચાલુ રાખી ભેગી મલેલી મંડળીને કહ્યું:— જ્યારે નાખોદાએ મને એમ બોલતાં સાંભરયો ત્યારે તે બોલ્યો, "અએ ખારહેકતાલા, આજના વખતમાં આપણે કોણનો વીસવાસ કરી સખ્યે? માણસમાંથી સચઈ જતી રહીછે. મે સીનબાદને મારી નજરે ડુબી જતાં જોયો હતો, અને તેજ મીસાલે વાંહણપરના સઘલા ઉતારૂએ પણ તેને ડુબતાં જોયોછે; અને હજુ તમો મને કહોછો કે તમે સીનબાદ છો. આએ કેહવી બેહાઇછે! તમારા દેખાવ ઉપરથી તમો એક પ્રમાણીક આદમી જનાઓછો; અને તોપણ તમો જે તમારૂં નથી તે મેલવવાને જુઠું બોલવા બીહતા નથી."

મે કહ્યું, "જરા ધીરજ રાખો; જે મને કેહવાનુંછે તે જરા સાંભરો." તે બોલ્યો, "ઘણું સારૂં, હું સાંભરવાને તૈયાર છું." પછે હું કેમ બચ્યો હતો તેથી મે તેને વાકેફ કર્યો, અને મીહરેજ રાજાના ઘોડાવાલાઓ સાથે મને કેમ મુલાખાત થઈ અને જેથી તેઓ મને આએ દરબારમાં લાયા હતા તે તેને મે જનાવ્યું.

આએ વાતપરથી તે મારૂં કહ્યું માનવા લાગો; વળી તરતજ વાંહણપરથી કેટલાંક આદમીઓ આવી પોંહોતાં જેઓએ મને ઓલખ્યો અને મારા બચવા વીશે તેમની ખુસાલી જાહેર કરી. છેલે નાખોદાએ પોતે પણ મને ઓલખી કાહાડયો, અને તે બોલ્યો, "તમારા બચવા માટે ખોદાના સુકર હોજો. એ તમારો માલછે; તેથી લેઓ ને તમારે ગમે તે એનું કરો." મે તેનો ઉપકાર માનયો, અને તેના પરમાનીકપણાના બદલામા મારા માલમાનો થોડો ભાગ મે તેને આપવા માંગ્યો પણ તેને મોહટાં દીલ સાથે તે લેવાને ના પાડી.

મે મારી ગાંસડીમાંથી જે સઉથી ઉમદા ચીજો હતી તેમાંની થોડીક કાહાડી મીહરેજરાજાને ભેટ કરી, જે, મારી હાલત જાનતો હતો તેથી બહુ અજાએબ થઈ પુછવા લાગો કે, એ ચીજો હું કયાંથી લાયો. મને તે કેમ પાછી હાથ લાગી હતી તે મે કહ્યું. તે મારાં સારા ભાયગને માટે બહુ ખુશી થયો, અને મારી ભેટો કબુલ રાખી તેને બદલે વધારે કીમતી જનસોની મને નવાજેસ કરી. પછે તેની રજા લેઈ તેજ વાંહણ ઉપર મારા માલને બદલે બીજો



રાક પક્ષી અને તેનું ઇંડું (સફે ૨૦૭.)

મને વાહાણ જતું જનાયું પણ તે એટલું દુર હતું કે થોડા વારમાં મારી નજર આગલથી ગેપ થઈ ગયું.

મારા મનમાં કેવા દુખ ભરયા વીચારો ઉતપન થયા હશે તેનો તમેજ વીચાર કરો. એખલા રહી જવાના અફ્સોસ કરવામાજ મારૂં મોહોટ આવયું હતે. હું દુઃખથી આજેજ થઈ રડવા લાગો. માથું અને કપાલ કુતવા લાગો અને જમીન ઉપર પટકાઇને નાસીપાચસ થઇ સુતો, અને એકથી વધારે ખરાબ વીચાર મારા મગજમાં ઘર કરવા લાગા. મારી પેહલી મુસાફરીમાં મને મલેલા નફાથી સંતોષ ન પામ્યો, તેને માટે હું મને શરાપ દેવા લાગો, કારણ માતર તેટલીજ દોલત મારી જીંદગી સુધી મને ઘણી હતી. પણ અફસોસ કરવો એ ફોકત હ. તો, અને મને જે પસચાતાપ થયો તે ઘણો અસુરે હતો.

અંતે મેં ખોદાની ઉપર ઇતિબાર મુકયો; અને શું કરવું તેની કાંઈ સમજ નહીં પડવાથી એક મોહટાં ઝાડ ઉપર ચહડી મારી આસપાસ જોવા લાગો કે મારી નજરે કાંઈ પડે. દરયા તરફ જોતાં મને આસમાન તથા પાણી સીવાએ કાંઈ જાણાયું નહીં, પણ જમીન તરફ જોતાં, મને દુરથી કાંઈ સફેદ માલમ પડયું. હું નીચે ઉતરયો, મારો બાકી રહેલો ખોરાક લીધો, અને જે સફેદ જનાતું હતું તે બાજુ ચાલ્યો, પણ તે એટલું તો દુર હતું કે તે શું હતું તેનો મને ખયાલ વતીક નહીં આયો.

નજદીક જઇને જોયું તો, તે મને એક સફેદ ઘણું ઊંચું અને ગોલ ગુંબજ જેવું લાગું, છેક પાસે જઈ તેને હાથ લગાડી તપાસ્યું અને જોયું તો તે ઘણું લીસું હતું. આસપાસ ફરીને જોયું કે કયેથી તે હુંગાડું હશે, પણ તેમ કાંઈ હતું નહીં, અને તેના ઉપર ચહડવું પણ

માટે ખોદા આગલ બંદગી કરી તેઓ તેને દા- આ દેવાને ભુલ્યાં નહી.

પોતાના સઉથી સરસ કપડાં પેહેરી, હીનબાદ બીજે રોજે, આએ સખો મુસાફરને ત્યાં ગયો જે તેને બહુ માન સાથ ભેટ્યાં. બધા પહેરોણા આવ્યા પછે સુફરો બીછાવામાં આવ્યો અને તે ઉપર તેઓએ ઘણોક વખત કાહાડયો. ખાબાદ, હાજર થએલાઓની તરફ ફરી સં બોલ્યો, "ગ્રહસ્થો, મારી બીજી મુસાફરીમાં પર શુ શું વીત્યું તે મેહેરબાની કરી સાંભરો પેહલી કરતાં તમોને વધારે ગમત આપસે. ઉપરથી દરેક જન ચુપ રહી ગયું અને સીન આગલ બોલવા માડ્યું :—



# સીનબાદ ખલાશીની બીજી મુસાફરી.

તમોને ગઈ કાલે જનાવ્યું તેમ મે મારા બાકીના દીવસ બગદાદમાંજ કાહડવાનો વીચાર કર્યો હતો; પણ થોડા વખતમાં મને એ વગર ધડાની જીંદગીથી કંતાલો આયો. વ્યાપાર કરવાની પાછી મારાંમાં હોશ થઈ. જે ધંધો કરવાની મારી ધારના હતો તેને લાયકનો મે માલ ખરીદયો, અને જાનીતા થયલા વ્યાપારીઓ સાથે એકવાર ફરી દરયાને સ્વાધીન થયો. અમો એક સારાં વાહાણ ઉપર ચહડયા અને ખોદાને યાદ કરી તે હંકારી ગયા. એક તાપુથી બીજાં તાપુ ઉપર જઈ અમો ધંધો કરવા લાગા અને તેમાં બહુ નફો હાંસલ કીધો. એક દાહાડે અમો એક તાપુ ઉપર ઉતરયા જયાં ઘણાક મેવાના ઝાડ હતાં, પણ ત્યા માણસ ના કાંઇ એ જાતનું જાનવર તદન અમારી નજર પડયું નહી. અમો ત્યાના મેદાનપર ફરવાને ઉતરયા. કેટલાક ફુલ એકથાં કરવામાં અને કેટલાકો મેવો તોરવામાં ગુંતાયા અને હું મારો શરાબ અને ખાવાનું લેઈ, બે મોહટાં ઝાડ વચ્ચે તેના છાંયા તરે, જઈ બેઠો. સારી પખે દબાવી હું જરા લેતી ગયો. હું કેટલોવાર સુતો હતો તેની મને ખબર નથી, પણ જયારે ઉઠી મે જોયું ત્યારે વાહાણ જતું રહ્યું હતું.

એટલું બોલી શેહેરાઝાદી ચુપ રહી કારણ દીવસ નીકલી ચુકો હતો; પણ બીજી રાતે તેની આએ પરમાને આગલ બોલી:—




સીનબાદ બોલ્યો, વાહાણ જતું રહેલું જોઈ મને બહુ ધાસ્તી પેદા થઈ. હું ઉઠયો અને મારી આસપાસ જોવા લાગો, પણ મારી સાથે ઉતરેલો એકે વેપારી નજર પડયો નહી. છેલે

અશકય હતું. તે ઘેરાવામાં આસરે પચાસ ડગલાં હતું.

એ વખત સુરજ અસ્ત પામવાનો હતો. અને એકાએક મોહટું વાદલ થઈ આયું હોય તેમ આસમાનમાં અંધારૂં થઈ ગયું. હું એ અંધકારથી બહુ અજાએબ થયો, પણ જયારે મેં જોયુકે તે એક રાક્ષી કદનું પક્ષી હતું તથા મારી તરફજ આવતું હતું, ત્યારે મારી અજાએબીનો પાર રહ્યો નહીં. મને યાદ આવી કે મેં વાહાણવટીઓને એવાં એક પક્ષી માટે વારે ઘડીએ બોલતાં સાંભરયું હતું, જેને રાક કરી કેહેછે. મને લાગું કે જે મોહટો ગુંબજ હું સમજયો હતો તે તેનું ઇંડુ હશે. ટુકમાં તે પક્ષી નીચે ઉતરયું અને તે ઇંડા ઉપર બેઠું. જેવું મે તેને ઉતરતાં દીઠું તેવોજ હું ઇંડાની નજદીક જઈ બેઠો જેથી મારી નજદીક તે પક્ષીનો એક પગ પડયો. જે ઝાડના એક મોહટાં થડ જેટલો જાડો હતો. મેં તેની સાથે મને, મારી પાઘડીથી, મજબુત બાંધ્યો, એવી આશાથી કે જયારે રાક સહવારમાં ઊડી જશે ત્યારે આએ વેરાન ટાતુમાંથી મને સાથે ઊંચકી જશે. આખી રાત એજ હાલતે રહયા પછે ઉજરડું થતાંજ તે પક્ષી ઊડયું, અને મને એટલું તો ઊંચે લેઈ ગયું કે પૃથ્વી દ્રસ્તીથી ઝેપ થઈ ગઈ. એ પછે પાછું તે એવી તો ઝડફથી ઉતરયું કે હું બેભાન બની ગયો. પણ જેવી જમીન લાગી કે મને હુશ્યારી આવી અને ઝડફમાં પાઘડીનો ગાંઠ છોડી નાખ્યો. મારેથી ભાયગે છુટાયું હશે તેટલાંતો પોતાની ચાંચમાં એક અજદા પકડી લેઈ તે પાછું ઉડી ગયું.

જ્યાં તે મને મુકી ગયું હતું તે એક ઊંડી ખીન હતી, જેની આસપાસ ચોબાજુ પર્વત આવેલા હતા, જે આસમાન બરાબર ઊનચા દીસ્તા, અને એટલાતો સીધા હતા કે તે ઉપર ચહડી બાહાર નીકલવું ફક્ત હતું. એ એક નવા ગુચવાડામાં પડયો. જે વેરાન લમાંથી મને રાક લાવ્યું હતું તે સાથે ખાવતાં એ ફેરફારથી કાંઈ મને વધુ ફા થયલો મેં જોયો નહીં.

ખીનમાં ફરતાં મને માલમ પડયુંકે તે બ હીરાથી ભરેલી હતી, જેમાના કેટલાકતો નહ ધારવામાં આવે એટલા મોહટા હતા. મને તે જોયાથી બહુ મોજ મલી; પણ દુરથી મેં તરતજ એવો દેખાવ જોયો કે જેથી મારી બધી ખુશાલી ઉડી જઈ, હું ધ્રુજવા લાગો. જે મારી નજરે પડયા તે મોહટા અજદા હતા, અને તેમનું કદ એટલું તો મોહટું અને લાંબુ હતું કે તેઓમાનો એક નાહાનામાં નાહનો એક હાથીને સેહેલથી ગળી શકે દીવસના તેઓ પોતાના દરમાં તેમના દુશમન રાક પક્ષીથી બીહીને, ભરાઈ રેહેતા હતા, અને માતર રાતનાજ બાહાર ફરવા નીકલતા.

આખો દાહાડો સારી સારી જગા મલી ત્યાં આસાએસ લેતો, ખીનની આસપાસ ફરવામાં મેં કાહાડયો. રાત પડતાં હું એક ગોફામાં ગયો અને વગર ધાસ્તીએ સુવાનો વીચાર કીધો. ગોફાનુ મોહડું જે નીચું અને સાંકડું હતું તે એક ભારે પથર મુકી મેં બંધ કીધું કે અંદર સાંપ આવી શકે નહીં. તે પથર બરોબર બેસતો નહીં આવતો હતો તેથી અંદર ઊજરડું પણ સેહલથી દાખલ થઈ શકતું. મારા ખોરાકમાંથી થોડોક મેં ખાધો; પણ મારી આસપાસ સાંપ જે બોલતા હતા તેથી મને એટલી ધાસતી લાગતી કે મને જરાએ ઊંગ આવી નહીં. દીવસ રોશન થતાંજ સાંપ જતા રહ્યા અને હું ધ્રુજતો ગોફામાંથી બાહાર નીકલ્યો. મારે જનાવવું જોઇએ કે આખો દાહાડો જો કે હું હીરાની ઉપરજ ચાલતો હતો તોપણ તેમને હાથ



હીરાની ખીન. (અંક ૨૦૭.)

વટીક લગાડવાની મને ઉલત થઈ નહીં. અંતે હું બેસી ગયો, અને બુક બાચક ખાઈ લીધા, પછે આખી રાતના ઊજાગરાને લીધે, સાંપથી સઘલી ઊપજતી ધાસતી છતાં ઊંઘઈ ગયો. મારી આંખ વીંચાતા ભાયગે જરા વખત ગયો હોશે, તેવામાં મારી બાજુમાં કાંઈક મોહટા અવાજ સાથે પડ્યું, જેથી હું જાગી ઉઠ્યો. એ એક કાચા ગોસ્તનો મોહટો કટકો હતો; અને તેજ વખતે મે બીજા ઘણાં જુદી જુદી બાજુથી તેવાજ કટકા પડતા દીઠા.

હીરાની ખીનને માટે, ખલાસીઓ અને બીજા લોકો, જે કેહેતા હતા તથા તેમાંથી તે મેલવવાને વ્યાપારીઓ શું શું ઈલીકતીઓ લગાડતા હતા તેનું વર્ણન તેઓ કર્તા, તે હું હમેશ માનતો હતો નહીં; પણ હમણાંજ મને માલમ પડ્યું કે તેવો કાંઈ નહીં પણ સાચુંજ બોલતા હતા. જયારે ગરૂડ પક્ષીઓના માલામાં નાહના બચાં હોયછે ત્યારે વ્યાપારીઓ તેની પડોશમાં ખીનની અંદર માસના કટકા ફેંકેછે. જે હીરાની ઉપર જઈ તે માસ પડેછે તે હીરાની અની માસની અંદર ખોંચી બેસેછે; ત્યાના ગરૂડ પક્ષીઓ બીજી જગાના કરતાં બહુ મજબુત હોવાના સબબથી તે માસની ઉપર તરાપ મારી ડુંગરનાં સીખરપર આવેલા તેમના માલામાં તે લેઈ જાયછે, કે તેમનાં બચાં તે ઉપર પોતાનુ પોષન કરે. વ્યાપારીઓ માલા આગલ તરતજ દોડી જઈ ગરૂડ પક્ષીને ઉરાડી મુકેછે અને માસમાં વલગી રહેલા હીરા કાહાડી લે છે.

આએ હીકમત જોઈ નહીં ત્યાં લગન તે ખીનમાંથી બચવાની મેં સઘલી આશા છોડી હતી, અને ત્યાંજ મારી ઘોર થશે એવું ધારયું હતું; પણ હવે મેં મારો વીચાર બદલયો કારણ આએ માસના કટકા પડવાથી મને બચવાનો ઉપાએ સુજ પડયો.

સુર્યના દરશન થવાથી શેહરાઝાદી અતકી ગઈ, પણ બીજી રાતે પાછી તે નીચે મુજબ આગલ બોલી:—




તેનીએ સુલતાનને કહ્યું, " સાહેબ, સીનબાદે પોતાની બીજી મુસાફરીની હકીકત, આએ પ્રમાણે આગલ જણાવી:"—

મને સર્વેથી કીમતી જે હીરા જણાયા તે મેં એકથા કરવા માંડયા, અને જે ચામડાની કોથરીમાં મારો ખોરાક હતો તેમાં મેં તે ભરયા. મેં પછે ઘણોજ મોહટો માસનો એક કટકો લીધો અને મારી પાઘડી વડે મારી પીઠ ઉપર તે મજબુત બાંધ્યો અને ઊંધે મસ્તકે જમીન ઉપર સુઈ ગયો. સુવા આગમજ હીરાની કોથલી મેં મારાં અરામાં મજબુત બાંધી હતી.

હજી તો મને સુતાં વાર નહીં લાગો તેટલાં તે પક્ષીઓ આયાં. દરેકે એકકો માસનો કટકો લીધો; અને તેઓમાનું એક જે સઉથી જબરૂં હતું તે મને બાંધેલા કટકાને પકડી ઉડી ગયું અને પાહાડપરના પોતાના માલામાં લેઈ જઇ મુકયો. વ્યાપારીઓ તે પક્ષીઓને ઉરાડી મુકવાને તરતજ બુમ પાડવા લાગા. જયારે તેઓ નાહસી ગયાં ત્યારે તેઓમાંનો એક જન જે માલામાં હું હતો તયાં આયો. મને જોઈ તે ઘણો ઘભરાયો; પણ પાછો મકમ થઈ, હું ત્યાં કેમ જઈ લાગો હતો તેની તજવીજ કરયા વગર, મારી સાથે મારામારી કરવા લાગો અને મને પુછવા લાગોકે મને તેનો માલ ચોરવાની શું સતા હતી. મેં જવાબ દીધો, "જયારે તમો મને ઓલખશો ત્યારે વધારે માન સાથ મારી સાથ તમો વરતસો. તમે ઘભરાઓ ના, મારી પાસે તમારે તથા મારે બનેને માટે જોઈએ તે કરતાં વધું હીરાછે અને બદ વ્યાપારીઓના એકથા કર્યે તે કરતાં પણ તે ઘણાછે. તેઓના નસીબના જોરે જે મલી આવ્યા તેછે; પણ મારે માટે તો એ ખીનના તલ્યામાંથી મને પસંદ પડતા મે વીણી લીધાછે, અને જે બધા આએ કોથલીમાંછે."

હું બોલી રહ્યા આગમજ બીજા બધા વ્યાપારીઓ મને જોઈ અજાએબ થતા તે જગ્યાપર આવી બેગા થયા; અને મે જયારે તે મને મારી તવારીખ કેહી ત્યારે તેઓ અતીઘણા વીસમય થવા લાગા. પણ તે બધા મારા છુતકારા માટે મે કરેલી યુકતી કરતાં તે અમલમા લાવવાની મારી હીમત માટે બહુ વખાન કરવા લાગા.

તેઓ મને તેમની છાવનીમા લેઈ ગયા, અને ત્યાં મારી કોઠલી ખોલી મારા હીરાનું કદ જોઇ તેઓ આંગલા કદવા લાગા, અને તેઓએ કબુલ કરયું કે તેમના દીથામાં આવેલા સઘલા હીરા મારાની આગલ કાંઇ બીસાદમાં નહી હતા. દરેક વ્યાપારી પોત પોતાને માટે એકકો ગરૂડ પક્ષીનો માલો વેહચી લેતા હતા તેથી જેનો મારા અસ્તકવાલો માલો હતો તેન મે તેમાં થી જેતલા જોઇએ તેટલા હીરા લેવાને કહ્યું. તેને માતર તેમાંથી એક લીધો અને તે પણ સઉથી નાહનો લીધો. મને કાંઇપણ ઇજા કરવાની ધાસતી વગર મે તેને બીજા લેવાને આજીજી કીધી, ત્યારે તે બોલ્યો, "મને એટલો એક બસછે, કે જે વેચવાથી મને ફરી એવું

કામ માથે લેવાની ગરજ રેહેશે નહી, અને જેટલી દોલત મને જોઇએ તેતલી હું એમાંથી મેલવીશ."

તે વ્યાપારીઓ સાથેજ હું રાતના ત્યાં રહ્યો, અને જેઓએ મારી વાત સાંભરી ન હતી તેમને માટે મે ફરી તે કહી સંભલાવી. આવી ભયમાંથી બચ્ચો માટે મારી ખુશાલીનો પાર રહ્યો નહી. હુ મને સ્વપનો જોતો હોઉ તેમ ધારવા લાગો, અને આવી આફતમાંથી છુતો હતો તેનો ખરો ખ્યાલ લાવવાને હું હીમત કરી શકયો નહી.

તે વ્યાપારીઓએ માસના કટકા ઘણાક દાદાહાડા સુધી ફેંક્યા કીધા. દરેક જનની મરજી પરમાને હીરા મલવા પછે અમો એક શહવારના સઘલા સાથે ત્યાંથી પાછા ફરયા, અને પેલા ઉનચા પર્વતોની નજદીક ગયા, જ્યાં ઘણા લાંબા સરપો હતા અને જેઓથી સારાં ભાયગે અમોને કોઇને કાંઈ નુકસાન થયું નહી. જે પેહલું બંદર મલ્યું ત્યાંથી અમો વાહાણ ઉપર ચહડી ગયા અને થોડા દીવસમા રોહા નામના તાપુમાં જઇ લાગા જયાં કપુરના ઝાડ ઉગેછે. એ ઝાડો એટલા મોહટા થાયછે તથા એઓની દાખલીઓ એટલીતો પંથરઈ ગયલી હોયછે કે સો આદમી તેના છાંયડા તરે સેહલઈથી સમઈ શકે. જે રસથી કપુર બનેછે તે એ ઝાડોને આંધરૂં પાડયાથી તે મધેથી વેહછે. તે રસ એક વાસનમાં છીલેછે, જેમાં જ તે બંધઇ જાયછે અને તે પદારથને આપણે કપુર કરી કહીએ છીએ; એ પરમાણે રસ કાહાડી લીધાં પછે તે ઝાડો કરમઇને મરી જાયછે.

એ તાપુમાંજ વળી ગેનડો મલી આવેછે, જે હાથીથી નાહનું પણ ભેંસ કરતાં મોહટુ જાનવર હોયછે. તેને નાખ આગલ એક હાથને આસરે લાંબું સીંગડું હોયછે; એ સંગીન હોયછે તથા વચેથી ફાતેલું રહેછે, તથા તેના ઉફેદ લીતીથી માણસના જેવો આકાર બને પછે. ગેનડો હાથી સાથે લડેછે, અને પે સીંગડું તેના પેતમાં ભોકી દઈ માંથાં ઉપર ઊંચકી લેઈ જાયછે; પણ હાથીનું લોહી ચરબી નીકલી, તેની આંખમાં જવાથી આંધ બની તે નીચે પડેછે; અને વળી તેમાં વધ એ અજાએબ જેવું જનાવવાનું છે કે રાક પક્ષ આવી તે બનેને પોતાના પંજામાં ધરી, તેના બચાને વાસ્તે ખોરાક કરવા લેઈ જાયછે.

તમોને કંતાલો ઉપજે તે માટે હું એ તાપુમાં જોયલી ઘણીક ચીજનું વર્ણન કરવાનું માડીવાલું છું. હીઆંથી મે મારા હીરાને બદલે કેટલીક બીજી વેપારની જનસ લીધી. પછે અમો બીજાં તાપુઓપર ગયા; અને તે ખંડપરના ઘણાક બીજાં શેહરોમાં સોડો કરી છેલે બલસોરા પોહોતા જયાંથી હું બગદાદ ગયો.

ગરીબોમાં મે ઘણીક સખાવત કરી તથા ભારે ગંજ મે એકઠો કર્યો હતો તે ઉપર મોજ મજાહમા મારા દીવસ ગુજારવા લાગો. એ પરમાણે સીનબાદે પોતાની બીજી મુસાફરીની વાત પુરી કરી અને હીનબાદને બીજા સો સીકવીન આપી બીજે દીવસને માટે પાછું ઇજન કરી રવાને કર્યો.

બાકીના મેજબાનો પણ પોતાને ઘરે પાછા ફરયા અને બીજે રોજે વખતસર આવી હાજર થયા; તેમાં યાદ રાખવું કે આપણા હેલકરી સાહેબ પણ પોતાની બધી ફરયાદ ભુલી જઈ બરોબર વખતે હાજર રેહવાને ચુકયા હતા નહીં સફરો ઊંચકયાં પછે સીનબાદે, સર્વને ધ્યા રાખવા કહી, પોતાની ત્રીજી મુસાફરીનું આ પ્રમાણે વર્ણન કર્યું:—



# સીનબાદ ખલાશીની ત્રીજી મુસાફરી.

મારી આગલી બે મુસાફરીમાં જે જે મુસીબતો મારા ઉપર ગુજરી હતી તે મોજમજાહમાં પડવાથી હું તદન વીસરી ગયો; અને ભર જુવાનીમાં હોવાથી કામકાજ વગર પડી રેહવાથી મને કંતાલો ઉપજ્યો. જે ભયમાં ફરી મને લેઇ જઇ નાખવા ચાહતો હતો તેને હું કઠણ દીલ કરી સ્વાધીન થયો, અને બગદાદમાંથી ધંધાને સરનજામ એકઠો કરી બલસોરા ગયો, ત્યાંથી પાછો કેટલાક વ્યાપારીઓ સાથે વાહાણ પર ચહડયો. અમારી મુસાફરી લાંબી હતી, જે અવસરમાં અમોએ ઘણાક બંદરો કીધાં અને ત્યાંથી ધંધામાં સારો નફો હાંસલ કીધો. એક રોજે મોહટે દરયે અમોને ભારી તોફાંન લાગવાથી અમો આડે રસ્તે નીકલી ગયા. એ તોફાન ઘણા દાહાડા ચાલુ રહ્યું તથા એક તાપુ આગલ અમો ઘસડાઈ ગયા, જયાં લંગર કરવાને નાખોદા બહુ નારાજી હતો; પણ અમોને ત્યાં થોભવાની ફરજ પડી. સઢ બાંધી રહ્યા પછે નાખોદાએ કહ્યું કે, એ, અને પાસેનાં બીજાં તાપુઓ ઉપર સંખ્યાબંધ મોહટા બાલવારાં જંગલી આદમીઓ વસેછે, અને જેઓ થોડાવારમાં આપણા ઉપર હોમલો કરી ચહડી આવશે. જોકે તેઓ સઘલા વેહત્યાં આદમીછે, તોપણ આપણે તેમની સાંમે થઇ શકશું નહી, કારણ તેઓ કીડીની કાણી ઉભઇ જાએ એટલાંછે; અને જો આપણાથી તેમનામાના એકે ને પણ મારી નખાયો તો તેઓ આપણ સઘલાપર એકદમ તુતી પડી આપણો નાશ કરશે.

દીવશની રોશની એવામાં જનાવા લાગી તેથી સેહડાઝાડીએ ચુપ રહી બીજે રોજે આગલ કહ્યું:—




સીનબાદ બોલ્યો, નાખોદાના બોલો સાંભરી અમો બધા ઘભરાતમાં પડયા; અને અમોને રતજ જનાયું કે તેને જે કહ્યું હતું તે તદન રૂજ હતું. બે સુમાર, બદશીકલ, આસરે બે ફુત યા, તથા લાલ બાલથી તદન ભરઈ ગયલા જંગલીઓએ અમો તરફ તરતા આવી લાગા, અને અમારાં વાહાણને ઘેરી લીધું. તેઓએ આવતાંવાર અમોને કાંઈ કહ્યું પણ તેઓની ભાષા અમો સમજી શકયા નહી. તેઓ વાહાણની બાજુએથી એવા ઝડફમાં ચહડી આયા કે